
realpatidar.com
ૐ
શ્રી સતપંથનુ સ્વરૂપ
યાને કર્મકાંડ
લેખક ને પ્રકાશક
આચાર્ય
કાકાસાહેબ સવજી રામજી
પ્રાપ્તિ સ્થાન
શ્રી ઇમામશાહ બાવા રોઝા
સંસ્થા સમિતિ પીરાણા.
realpatidar.com

ૐ

# શ્રી સતપંથનુ સ્વરૂપ યાને કર્મકાંડ

લેખક ને પ્રકાશક
આચાર્ય
કાકાસાહેબ સવજી રામજી

પ્રાપ્તિ સ્થાન
શ્રી ઈમામશાહ બાવા રોજા
સંસ્થા કમિટિ પીરાણા.

નંબર- ૧ -



# શ્રી સતપંથનુ સ્વરૂપ
# યાને કર્મકાંડ

લેખક ને પ્રકાશક

આચાર્ય

**કાકાસાહેબ સવજી રામજી**

પ્રાપ્તિ સ્થાન

ધી ઈમામશાહ બાવા રોજા

સંસ્થા કમિટિ પીરાણા.



# શ્રી સતપંથનું સ્વરૂપ યાને કર્મકાંડ

સં. ૨૦૩૮ મહા સુદ ૫ ને શનિવાર
તા. ૩૦-૧-૮૨ વસંતપંચમી

લેખક પ્રકાશક
આચાર્ય કાકાસાહેબ સાવજી રામજી

આવૃત્તિ : પહેલી પ્રત : ૧૦૦૦૦
દર્શન લાભ અવમૂલ્યન

પ્રાપ્તિ સ્થાન
શ્રી ઈમામશાહ બાવા રોજા સંસ્થા કમિટિ
મુ. પો. પીરાણા તા. દશક્રોઈ
જી. અમદાવાદ (ગુજરાત)

ૐ શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનમ

# લેખકના બે બોલ

હે મારાં વ્હાલાં ભક્તજનો. અમારો આ પુસ્તક લખવાનો હેતુ એ છે કે હાલના સંજોગોમાં માનવી માયાના મોહને લઈને અજ્ઞાનતાના અંધકાર તરફ જઈ રહ્યો છે. તો તેને વર્તમાન યુગના વેદ, અથરવેદના વાચકે શ્રી સદ્દગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામ-શાહના વચનના આધારે કર્મ કરવાનાં છે. તો આ પુસ્તિકામાં (કર્મકાંડ)નો માર્ગ બતાવ્યો છે તો તે પ્રમાણે સતપંથીઓએ ચાલવુ જોઈએ.

સતપંથી કોને કહેવાય.

જો આપણે સતપંથીનો વેષ પહેરવાથી

કાંઈ સતપંથી બની શકાય નહી. સતપંથી બનવા માટે મનને સંયમમાં અને શરીરને નિયમમાં રાખવું. જેમ કે, વિવેક, વિચાર, વૈરાગ્યને ધ્યાન. સકળ પદાર્થ ચ્યારે જાણ. તો તે સદ્ગોરે આપણને ધર્મનાં પગથીયાં બતાવ્યા છે. તો તે મુજબ ક્રમે ક્રમે તેના વિચારો આપણા જીવનમાં ઉતારવાથી સત-પંથી થવાય. અને કર્મકાંડ તથા સો ક્રિયાની જનોઈના પાલનથી એક દિવસ સંત પણ થવાય તો હમેશાં મન, વચન, અને શરીરથી સદ્ગોરના આદેશ પ્રમાણે પવિત્ર થવા ભક્ત-જનોએ પ્રયત્નશીલ રહેવું. જેવાં કે, અમલ આહાર તજને નર જોઈ. પરસ્ત્રી, પર પુરૂષ, માબાપ સમાન ગણવા. હમેશાં સત્ય બોલવું, સત્ય વિચારવું, સત્ય વર્તન રાખવું તો ભક્ત-

જેનો આ પુસ્તિકામાં ટૂંકસાર આપેલ છે. તો તેનું પાલન કરવા અમારી વિનંતી છે. જેથી સદગોરની કૃપા પ્રસાદી આપણને પ્રાપ્ત થાય એજ આશીર્વાદ.

વિનંતી-લખાણમાં સમજણ ફેર કે ક્ષતિ રહી ગયેલ હોય તો દરગુજર કરવા વિનંતી છે કારણ કે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર. તો તેમાં અમારી કાંઈ ભૂલ કે દોષ દૃષ્ટિ જણાય તો તે સાદર અમોને જણાવશો. જેથી અમો સુધારવા પ્રયત્ન કરીએ.

એજ લી. ગતગંગાનો સેવક

આચાર્ય કાકાશ્રી સવજી રામજી

સતપંથ સનાતન ધર્મનીજય

ધ્યાનમ્ મૂલમ્ ગુરૂ મૂર્તિય.

પૂજા મૂલમ્ ગુરૂ પદમ.

મંત્ર મૂલમ્ ગુરૂ વાકય.

મોક્ષ મૂલમ્ ગુરૂ કૃપા

(૧) દિક્ષા લેતી વખતે ધ્યાનમાં પોતાના ગુરૂની મૂર્તિ ઉતારવી હંમેશાં ધ્યાન કરતી વખતે તે મૂર્તિનાં દર્શન કરવાં

(૨) પૂજન હંમેશાં ગુરૂ ચરણની કરવી. જ્યારે જ્યારે ગુરૂ આપણા ઘેર પધારે ત્યારે ધૂપદીપ આરતી કરી વધાવી ચરણામૃત લેવું.

(૩) ગુરૂમંત્ર તે મહામંત્ર. તેનાથી બીજો કોઈ મોટો મંત્ર નથી. ગુરૂ મંત્ર એ મોક્ષગતિનો મારગ છે.

(૪) ગુરૂ વચનનું પાલન કરવાથી જરૂર ગુરૂ કૃપા થશે. ગુરૂ વચન કોને કહેવાય જેનો આ પુસ્તિકામાં સાર આપેલ છે. સંધ્યાનાં વખત ચાર નીચે મુજબ ટાઈમ

(૧) સવાર, (૨) બપોર (૩) સાંજ (૪) મધરાત

(૧) સવાર = અજવાળું થયા પછી ને દિવસ ઉગ્યા પહેલાં.

(૨) બપોર = દિવસના બાર વાગ્યા પછી એક વાગ્યા પહેલાં

(૩) સાંજ = દિવસ આથમ્યા પછી ને અંધારૂ થાય તે પહેલાં

(૪) મધરાત = રાત્રિના બાર થી એક વાગ્યા સુધી

# ૐ શ્રી સદર બ્રહ્મા વાચા

## સધ્યાનો મંત્ર

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હિરહેમાં નરહીમ.

સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ. તમારી અમ્મર દ્રષ્ટે કરી, કરમ મહેર કરી, હમારાં પાતક દૂર કરો. તોબા વખત કબુલ કરો. યા શાહ અલી મુર્તુઝા. યા ઈમામ હશન હુશયેન. યા ઈમામ ઝયનુલ આબેદીન. યા ઈમામ મહમંદ બાકર. યા ઈમામ જાફરો સાદક. યા ઈમામ ઈસ્માઈલ-શાહ. યા ઇમામ નુરમહમંદશાહ યા ઈમામ મુન્તેસર બિલ્લાહ, યા ઇમામ શમ્શોદ્દીન. યા ઈમામ ઈસ્લામશાહ. યા ઈમામ નુરમહમંદ-

શાહ. યા ઈમામ નરઅલી મહમંદશાહ. આખર જમાનાના શાહો. અમારી તોબાં બંદગી કબુલ કરો. દિદાર દો. તોબાં તોબાં બંદો ગુનેગાર. સાહેબ તો બક્ષણહાર. બંદો તોબાં કરે. સાહેબ કબુલ કરે. બક્ષો બક્ષણહાર સચ્ચો પીર ફર્માન.

હક્ક લાએલાહા ઈલ્લિલ્લાહો. મહમંદ રસુલિલ્લાહો.

સંપૂર્ણ

"

આ ઠેકાણે ચાર વખતમાંથી જે વખત હોય તેનું નામ લેવું. વખત જેવાં કે, (સવાર, બપોર, સાંજ, મધરાત) તેમાંથી જે તે સમયનું ચાલતું વખત હોય તે.

ૐ શ્રી

ફર્માનજી બિસ્મિલ્લાહ હરેંહમાં નરહીંમ.

(૧) અવ્વલ કલમે તૈયબ, દોએમ કલમે શહાદત, અશહદો અન્ન, હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો, મહંમદ રસુલિલ્લાહો. વાએદહુ અલ્લા. સરીકુલહુ શહેદવાન મહંમદીન અબદહુ વેહે રસુલહુ.
(એક માળા)

(૨) પીરશાહ (ની બે માળા)

(૩) હક્ક લાએલાહા ઇલ્લલ્લાહો મહમંદ રસુલિલ્લાહો. (બે માળા)

(૪) તોબા અલ્લાહ પીરશાહ (બે માળા) વખત કરીને પછી પાછળનોમંત્ર ભણવો

## વખત કરીને ભણવાનો મં

ૐ ફ્રમાનજી બિસ્મિલ્લાહ હરહેંમાં નરહીંમ. સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ તમારી દુવા.

પ્રથમ તમે સ્વામી શ્રી મચ્છ. શ્રી કૃર્મ શ્રી વ્યારાહ. શ્રી નરસિંહ. શ્રી વામન. શ્રી પરશુરામ. શ્રી રામ. શ્રી કૃષ્ણ. શ્રી બુદ્ધ. શ્રી નિષ્કલંકી. નારાયણ તેજ આજ નરઅલી મહમંદશાહ. ઈમામ મહેદી. તમારા ઋષિવરોની લાજ રાખી. ગુનાહ બક્ષી. કરમ મહેર કરી. તમારા બંદા જાણી. અરજ બંદગી કબુલ કરો. સુભાન કરીમ, રહીમ. કિરતાર, તુહી દાતાર. યાઅલી. યાઅલી. યાઅલી. નુરેનુર આયા સોહી. તે નર અલા મહમંદ-

શાહ. લેજો જોઈ. તુંહી નરઅલી હમારી દાવા કબુલ કરો. સચ્ચો. ગોર ફર્માન સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્રિ ઈમામશાહ નિરંજન નરઅલી મહમંદશાહ હમારી દુવા કબુલ કરો.

હક્ક લાએલાહા ઈલ્લિલ્લાહો, મહમંદ રસુલ્લિલ્લાહો.

## શ્રી ઋગ્વેદી ગાયંત્રી

ૐ ૐ ૐ કારમૂ, અનાદિ પુરુષમ, નરૂપમ્, નરેખા નિષ્કલંકઃ નપાણિઃ, નપાદઃ, અભૂતઃ, મંગલં વર્તતે, બ્રહ્મા ૐ બ્રહ્મોન્નાદઃ આદ્યરૂપઃ વેદરેખા માત્રઃ મહાતેજોઃ પરિબ્રહ્મ ચતુરમુર્તિઃ ઈશ્વરઃ કૃતવાન્ વેદઃ પરિબ્રહ્મઃ ઋગ્વેદો રક્તવર્ણઃ ,વર્ણાદિર્વિષ્ણુઃ, બ્રહ્મવંશાદિ-પાત્રઃ અતીવ. પારબ્રહ્મઃ પરમેશ્વરમ્, પરમ-પરમઃ, પરિબ્રહ્મઃ પ્રજવાલયતિ પાતકમ. હુતા-શનમય તેજા વંશાદિપાત્રમ્ વેદઃ પરિબ્રહ્મઃ

સંપૂર્ણ

ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

શ્રી યજુર્વેદી ગાયત્રી.

ૐ ૐ ૐ કારમ્ વેદ વાયકે અક્ષરઃ બ્રહ્મવિભૂતિઃ, પંચભૂતાત્ષલ્લલ્લાંક પરિવર્તતે, પ્રજવાલયતિ પાતકમઃ, પરમેશ્વરમ્ પરિબ્રહ્મ રૂપરેખા વેદા અભુત્‌જગતી પરમેશ્વરઃ, પરા-પરમપરમઃ પરિબ્રમ, વંશાદિપાત્રોઃ અભુત-જગતી. વેદઃ પરમેશ્વરઃ, પરિબ્રહ્મ, સર્વ; પરિબ્રહ્મઃ શબ્દઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ, યજુ-વેંદા જરદ્રવર્ણઃ, વર્ણાદિવિંષ્ણુઃ પરિબ્રહ્મઃ,

સંપૂર્ણ

શ્રી સામવેદી ગાયત્રી

ૐ ૐ ૐ કારમ્ કૃષ્ણાદિવર્ણંમ, તદા વેદઃ પરમેશ્વરઃ ઉપજાયમાન ધર્મઃ તદાર્ધ

પાતકં પ્રજવાલયતે સર્વ વંશાદિપાત્રઃ પૂજાં-ગમ્, પરિબ્રહ્મઃ પલ્લલ્લાંકમ્, તત્વમ્, મંગલ-સ્યઃ મહદંગમ્ વર્તંતે શબ્દશ્ચવેદશ્ચ પરિબ્રહ્મઃ ૐ શબ્દઃ પરિબ્રહ્મઃ ૐ ચક્ષુઃ પરિબ્રહ્મઃ ૐ વિદ્યાહામ્ ઉન્નાદઃ મહાવેદા અકાંમ્ પરિવર્તંતે વિદ્યાહામ્ અહામ્ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ

ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

શ્રી અથર્વવેદી ગાયત્રી

ૐ ૐ ૐ કારમ, કલ્યંગકર્તા, વિશંતિ-વિસ્વા પાપમ્ વિસ્વાધર્મઃ અરૂદ્રં પાતકમ, ધર્મોરેખા માત્રઃ, ધર્મ ઈતિ પરિબ્રહ્મઃ, અથ-ર્વવેદઃ, શ્વેતવર્ણઃ, વર્ણાદિવિષ્ણુઃ, સવિષ્ણુ-નારાયણઃ બ્રહ્માગમ્ બ્રહ્મઃ વંશાદીપાત્રઃ વર્ણા-દિધર્મો સ્ત્રીયોઅભૂજજગતિ, ઈચ્છગો. વિષ્ણુ-નારાયણઃ અતઃ પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ,

જંબુદ્વીપે કલાંગમ્ પવિત્ર વર્તમાનમ્, મહા-કલિયુગ ઉપજાયંતે નારાયણુઃ તેજોભવિતા, અંગકર્તા, પ્રજ્વાલયતિ પાતકમ્ અનાદિઃપુરૂષઃ, મમજીવનં ભવતિ, આર્યા, ગમ, પરિબ્રહ્મઃ પદ્મહ્માકમઃ, મંગલશ્ચ, સત્વાનિ, સત્પાત્રાદિ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ અનાદિપુરૂષ વેલાંગમ : ભવતિ કર્માયતિ પરિબ્રહ્મઃ સ્થલે સેવાંગમ, નમઃ સર્વ ઈતિ પરિબ્રહ્મઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ

ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

શ્રી મોક્ષ માર્ગની ગાયત્રી

ભરતખંડે ઈહઃ વૃત્તંતે સ્વામી વાસ્તે ગતઃ વર્તતે પરમ સુખામી દ્વીપે સદ્વીપે જંબુ-દ્વીપે કોટાંગ કોટાંગ જીવનાંગ પરમ મુક્તિયઃ મિંદઃ ઓત્રંગદેશંગ કુમારીકા ક્ષેત્રંગ મુક્ત-ગંગ સત ગુણંગ વણૂતનગરે વૈરાટ વામે

ભવેતંગ, મહા સરસ્વતિ, સાભ્રમતિ, પૂર્વ-
ત્રષ્ટે નવ સ્થળે ગુર્મટે, રેવા ઓત્રંગે, ષોડશ
જોજનંગે, પંચનદિ મૂલસ્થાને દિશાઓત્રંગ,
સતરૂપી બ્રહ્માવાયકે મહાનારાયણ વચને,
કલિયુગ અંતે, બુદ્ધશાસ્ત્રંગ, હુરાવરણે,
સમાવર્તંગ દશાંગ સુરજાંગ મહા મંગલંગ,
કુલપદઃદેહે, માસે, દિવસે, તિથિ, વારે, નક્ષત્રે,
હુરાવરણેં, સ્થાપનાએ, બ્રહ્માંડેઃ એતે સ્થળે
ઉપજંતે. શ્રી નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ
આદે ઉપજંતે પરમપ્રેમ હોતવંગ ક્ષેત્ર મહાકલિ-
યુગે કરતવંગઃ નારાયણ નવી સૃષ્ટિ સ્થાપંતે,
તદા હોતવંગ. સમાપતે ભવતંગ ઉપજંતે
છેલ્લી સંઘે નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ

સંપૂર્ણ

# ૐ શ્રી સદ્દ્ગોર બ્રહ્મા વાચા

## (સતપંથના પાંચ નિયમ)

(૧) શરીર શુદ્ધિ (૨) હ્રદય શુદ્ધિ (૩) વર્તદાન (૪) ઉપાસના (૫) ધ્યેય

(૧) શરીર શુદ્ધિ=એટલે લાઈ સુતકમાં જેવાકે, જન્મ સુતક=ચાલિસ દિવસે બાલકને કાંકણુ બંધાવી છાંટ નખાવવી.

મરણુ સૂતક=ત્રણુ દિવસ પાળવું અને સતપંથના નિયમ પ્રમાણે ક્રિયા કરાવવી.

રજસ્વલા=માસિક ધર્મ સ્ત્રીઓએ (કલાક ૭૨) પૂરા દિવસ ત્રણ પાળવું અને સાતમા દિવસે છાંટ નખાવી લાઈ ઊતરાવવી (ગોર ઈમામશાહની આજ્ઞા પ્રમાણે પાળવા)

(૨) હ્રદય શુદ્ધિ=એટલે માદક પદાર્થોનો ત્યાગ. (જેવાં કે) તમાકુ, અફીણુ, ભાંગ,

૧

ગાંજો, માંસ, મદિરા, હીંગ, લસણ, ડુંગળી, વ્યાજ, ગળી) ગોર ઇમામશાહનાં આજ્ઞાના પ્રમાણે ત્યાગવાં.

(૩) વર્તદાન=એટલે શુકરવારી બીજનું કરવું (વૃત) ગુરુવાર આખો દિવસ અને શુકરવારના સાંજે ચંદ્રદર્શન કરી પછી જમવું.

(ગુરુવારે રાતે પૂજામાં પ્રસાદ તથા પાવળ લેવું).

(જો બાર પહોર ન બને તો આઠ પહોર જરૂર કરવા)

(વ્રતમાં મોઢામાં ખાવાપીવાની કોઈ પણ વસ્તુ લેવાય નહીં.) સવારમાં પાવળ લેવું. ગોર ઇમામશાહની આજ્ઞા પ્રમાણે કરવું.

(૪) ઉપાસના. એટલે, હાલ તથા માલની દશોંદ આપવી તે.

હાલની દશોંદ એટલે, ચાર વખત સંધ્યા કરવી. અને ઘટપાટાદી પૂજા કરવી તે.

માલની દાશોંદ એટલે, પોતાની આવક-માંથી વીસમો ભાગ કાઢવો. અથવા તો ઓછામાં ઓછો ચાલીસમો ભાગ ગોર દ્વારે આપવો. ગોર ઇમામશાહની આજ્ઞા પ્રમાણે.

(૫) દયેય એટલે, આજ કલીયુગના સ્વામી શ્રી નિષ્કલંકી નારાયણ છે, તો તેને ઓળખી તેની ઉપાસના કરની. સદ્ગોર ઇમામશાહના વચન પ્રમાણે.

૩

# ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

## ૐ શ્રી સદ્ગોરની શિખામણ

સદ્ગોર તણી શિખામણ સાચી,
સાંભળો ઋષિવર એકાંતિ. ૧
દિન પતેં કરો ધામસું ધંધા,
સાંજ પડે થાઓ સાહેબકા બંદા. ૨
કોઈ કેની ન કરશો નિંદા,
જઈ ગતમાંને કહો હેજંદા. ૩
ગોર મુખે તમે રહો રે બંદા,
ઋષિવર કેરી ચેહુી સંધ્યા. ૪
એમ વંદો સંધ્યા ઋિષિવર ભાઈ,
મેલો ક્રોધ ન કરશો ઈર્ષાઈ ૫
મન મારો તો મમતા મૂઈ,
ધર્મશાળામાં ન રહેશો સૂઈ. ૬

ધર્મશાળામાં પર વાત ન કરશો,
આહાર ઘણું કરી પેટ ન ભરશો. ૭

ભરશો પેટ તો ભારી થાશો,
આવશે નિદ્રા પછી પસ્તાશો. ૮

હળવે પેટે હાંસલ થાશે,
જાગતાં જીતશો સદ્દગોર સાથે ૯

વડા મોટાની અદબે રહેજો,
મોટા તણા એ અવગુણ સેહજો. ૧૦

દહાડો વડો તેને વરસ કરી જાણો,
બોલો મીઠા વચને પ્રેમ જ આણો. ૧૧

આપણથી જે નાનેરો ભાઈ,
તેને બોલાવો મોટેરા કહી. ૧૨

મીઠે વચને બોલો વીરા,
તમ મુખે તો ઝલકે હીરા. ૧૩

સદ્દગોર મલ્યાનો એ છે ભેદ,
ઋષિવર ઋષિવરનો ન કરશો ખેદ. ૧૪

સાંભળે રૂડું ને આચરે કુડું,
નિશ્ચે તેનું થાશે જ ભૂંડું. ૧૫

આળસ નિદ્રા ન કરવી જાણી,
જૂઠ તજો વેદ વચન પ્રમાણી. ૧૬

કૂડ કપટ સર્વે નાખો કાઢી,
અમીરસ પી નિશાની લો દાડી. ૧૭

ઘર થકી ધર્મશાળામાં આવો,
ઉપજાવી ભાવ નિશાની લાવો. ૧૮

સંપત ઊપજે તે તમે લાવો,
મુખી સાથે નવ કરશો દાવો. ૧૯

દાવો કરે દુનિયાને ભાવે,
આવે દારિદ્રને દૈવ નહિ પાવે. ૨૦

અધર્મી ને ઊણિયાચારી,
જાણ્યું અજાણ્યું તે હે પચારી. ૨૧

સુતક લાઈ ભર્યા જો રહેશો,
હાણ ઉપજશે બહુ દુઃખ સેહશો.. ૨૨

અમી નિશાની નહિ લો દાડી,
તો ગોરજી મેલશે ગતમાંથી કાઢી ૨૩

ધર્મી ધીંગાણાની વાત ન જાણે,
અધર્મી મનમાં ઓછું આણે. ૨૪

જ્ઞાન ધ્યાનમાં જુવો વિચારી,
હાણ વર્ધને જુઓ તપાસી. ૨૫

ધ્યાન ધરી તમે ઝાલો સ્મરણી,
છાના છૂપા કરો આતમ કરણી. ૨૬

એવા ગુણ ગંભીરે ભરિયા,
ઋષિવર પાળો સોએ ક્રિયા. ૨૭

પ્રથમ હૃદય ધોઈ નિર્મળ કરવું,
બીજી ક્રિયા નિત નાહીને જમવું. ૨૮

સત્યે ચાલવું રાતને દિવસ,
તેમાં સાચું બોલવું નિશ્ચે. ૨૯

દયા રાખવી દિલમાં જાણી,
સુપાત્રને દાન દેવું પ્રાણી. ૩૦

પર દુઃખ જાણી પાસે રહેવું ભાઈ,
મોટાંને તો માનવા સહી. ૩૧

મોટાઈનો મન ગર્વ ન કરવો,
દશમી ક્રિયા જે ક્રોધ ન કરવો. ૩૨

ધર્મ તણું આળસ ન કરવું,
સરજ્યા સાથે ધ્યાન જ ધરવું. ૩૩

નિત નિત ગતમાં મલવું જાઈ,
ગોરનર મુખીને મલવું ધાઈ. ૩૪

નિત નિત અમી પીએ તે ધર્મી,
અહંકાર મૂકે તે નર કર્મી. ૩૫

જૂઠું ઋષિવરને બોલવું નહિ,
અતીત અભ્યાગત સંતોષવા સહી. ૩૬

ભૂખ્યાને અન્ન આપવું જાણી,
તરસ્યાને તો પાવું પાણી. ૩૭

નાગાને વસ્ત્ર આપી અર્થ જ લેવો,
સગાં કુટુંબનો ભાર જ સેહવો. ૩૮

સઘળું સાંખી કરી ધ્યાન જ ધરવું,
અવગુણ કરે તેનો ગુણ જ કરવો. ૩૯

ઓછું કોઈને આપવું નહીં,
અદકું કોઈનું લેવું નહીં. ૪૦

પરસ્ત્રી ગમન તો કરવું નહીં,
ભૂંડી નજરે ન જોવું ભાઇ. ૪૧

જાણી અજાણી ન દીજે ગવાહી,
કૂડ કપટે ન ચાલશો ભાઈ. ૪૨

મુખથી મર ન કહેવું લગાર,
વ્યાજ ખાએ તેનો ન લેવો આહાર. ૪૩

હાડ વકરો કરે પાતક સહી,
પશુ પાળાને વેચવું નહીં. ૪૪

ધરતીનું મૂલ ન કરશો માતા,
કન્યા તણો રખે દ્રવ્ય જ ખાતા. ૪૫

લાંચ ન ખાવી એક રતી,
ખોટું ખત નવ લખશો સતી. ૪૬

મેદાને જઈ પાંચ આચમન કીજે,
ચાલીશ ક્રિયા ઋષિવર પાળી લીજે. ૪૭

માટી લઈને ધોવા હાથ,
નાહી કરીને થાવું પાક. ૪૮

પાણી લઈને પેશાબ જ કરવી,
આચમન ત્રણ કરે તે નર ધર્મી. ૪૯

અણગળ્યું નીર ન પીવું પ્રાણી,
જીવતો જીવ ન મારવો જાણી. ૫૦

હીંગ તમાકુ ન ખાશો કોઈ,
અમલ આહાર તજો નર જોઈ. ૫૧

હનીમાં બેસીને ખાવું નહિ,
એઠું જૂઠું ન ખાશો ભાઈ. ૫૨

ગળીનાં વસ્ત્ર પહેરવાં નહિ,
નીચની સંગત ન કરવી સાહી. ૫૩

અપવાસ વ્રતની આશ ન ધરવી,
પાણી પથ્થરની પૂજા ન કરવી. ૫૪

મેલી થાપણ ન રાખવી જાણી,
વખત વેળા ન ચૂકશો પ્રાણી. ૫૫

અમ્મર થૈયે તે જપીએ જાપ,
વણ પૂછે ખાધે છે પાપ. ૫૬

પા, ઘડી જતી ન કરશો લગારી,
ચાંપી આહાર ન લેશો લગાર. ૫૭

લાલચે પ્રીત ન કરવી ભાઈ,
માતા કરી જાણો મોટી ભોજાઈ. ૫૮

અરૂંપરૂં નવ કરશો ઋષિ,
પાડોશી દુભવી નવ કરશો દુઃખી. ૫૯

વિશ્વાસઘાત ન કરવી સહી,
પડી જડી વસ્તુ ન લેવી ભાઈ. ૬૦

કોઈ ને આળ ન ચડાવવી જાણી,
ઉછી ઉધારનું ન રાખવું પ્રાણી. ૬૧

પારકું ધન લોઈ ભાગવું નહિ,
પુત્ર થઈ ને આપવું સહી. ૬૨

કોઈને ગાળ ન દેવી જાણી,
મૂર્ખપણામાં ન રહેવું પ્રાણી. ૬૩

જ્ઞાન દ્રષ્ટે જોવું સૌને સરખું,
શત્રુ કરે તે નવ કરવું. ૬૪

સાચો જૂઠો ન કરવો વાદ,
જુઆ જૂગટાનો ન કરવો સ્વાદ. ૬૫

નાચ છંદ ભવૈયા જોવા નહી,
એ છલભેદે સદગોર ખોવા સહી. ૬૬

જમતાં ખાટું ન કહેવુ ભાઈ,
વખાણવું પણ વખોડવું નહી. ૬૭

પ્રભાતે નાહીને બહાર નીસરવું,
સંસાર કરે તે નવ જ કરવું. ૬૮

તપ તિરથને કરવુ સ્નાન,
નિર્મળ થઈને ધરવું ધ્યાન. ૫૯

આપણા પ્રાણીને દુઃખ નવ દીજે,
દર દીવાને પ્રિત નવ કીજે. ૭૦

હાલતાં ચાલતાં ખાવું ન ખાશો,
ષટ દર્શન પુજી પસ્તાશો. ૭૧

વેદ શાસ્ત્ર કહે તેમ કરવું સહી,
ચતુરાઈ ચોખાઈમાં રહેવું ભાઈ. ૭૨

ઝેર ખાઈ જંપ્લાઈ ન મરવું,
આવાગમનમાં ફરી અવતરવું. ૭૩

જોર જુવાની વશ જો કરવી,
પરસ્ત્રી સાથે સંગ ન કરવી. ૭૪

આગને એઠું પાણી ન છાંટવું જાણી,
લીલું ઝાડ ન ભાગવું પ્રાણી. ૭૫

પ્રભાતે ફૂલ ચુંટવાના છે બહુ દોષ,
પાણી પથ્થર પૂજે નહિ પામે મોક્ષ. ૭૬

અવાચક પ્રાણીની આલ ન કરવી,
ભોજન છાંડી બેસ ઊઠ ન કરવી. ૭૭

એઠું પશુને ન આપવું પ્રાણી,
એબ કોઈની ન ઉઘાડવી જાણી. ૭૮

ભાંજગડ કોઈની કરવી નહી,
ગોરનાં વચન ન લોપવાં સહી. ૭૯

શિખામણ પૂછે તેને સારી દીજે,
લઈ તરુણી હરિનું સ્મરણ કીજે. ૮૦

પીઓ અમીરસ બ્રહ્માજી મલિયા,
ઋષિવર પાળો સોએ ક્રિયા. ૮૧

નવા ધર્મીને ધર્મ અપાત્રો જોઈ,
સો ક્રિયાની પહેરાવો જનોઈ ૮૨

થયા બ્રાહ્મણ બ્રહ્માજી મલીયા,
આવાગમનના ફેરા ટલિયા. ૮૩

ઋષિવર સાંભળો બ્રહ્મજ્ઞાન,
ગતમાં જઈ કરો ગંગસ્નાન. ૮૪
બ્રહ્મજ્ઞાન ગોરનરને ભાવે,
અણસઠ તિરથ ગુરુચરણે આવે. ૮૫
પ્રત્યક્ષ ગોરનર ગતમાં બેઠા,
ભાગ્ય જેના સદ્દગોર જ્ઞાને દીઠા. ૮૬
જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી,
દુનિયામાંહે દેવ ગુપત અવતારી. ૮૭
ઋષિવર તેજે રાખે જ્ઞાન,
નિર્મળ થઈને ધરવું ધ્યાન. ૮૮
મુનિવર તેજે વારે મન,
કરે કસોટી કાયા રતન. ૮૯
ભણે ઈમામશાહ સુણો ગત સોહી.
ગતમાં બેસીને ઈમાન રાખો સબ કોઈ. ૯૦

જે સદ્ગોર આદ્ય તપસી કહેલાએ,
સો ઈમામ જાંબુદ્વીપમાં આયે. ૯૧

ગોરનર જાંબુદ્વીપે આવ્યા સહી,
મુનિવર આરાધો એકમના થઈ. ૯૨

ગોરનરે જાંબુદ્વીપે પૂર્યો વાસ,
તમે રાખો અમરાપુરની આશ. ૯૩

વાંચા પાળો આચરો બ્રહ્મજ્ઞાન,
રહો ઋિષિવર એકે ધ્વાન. ૯૪

જે રૂપે ગોરનર હોએ સહી,
તે રૂપે જાપ જપાવો મુનિવર ભાઈ. ૯૫

નીચા નમી નમી કરો પ્રણામ,
ગોરનરે જાંબુદ્વીપે કર્યો મુકામ. ૯૬

જો પૂરા પ્રેમસું ધર્મે ધાઓ,
તો ઋષિવર અમરાપુરમાં જાઓ. ૯૭

અમ્મરભેદે અમરાપુરી લેશો,
ઋષિવર અમ્મરગઢમાં રહેશો. ૯૮
અમ્મર ફળનાં ભોજન કરશો,
અનન્ત કલકની આવરદા ભોગવશો. ૯૯
ઋષિવર એકમને ગોરની વાંચા પાળો,
બોલ્યા ઈમામશાહ અમરાપુર માલો. ૧૦૦
સંપૂર્ણ

# ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચ્યા

## ધૂપ લોબાનનો મંત્ર

ૐ ફરમાનજી બિસ્મિલ્લાહ હરેહમાં નરહીંમ. સદ્ગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ તુમારી દુવા. આહે દરૂદ. જાહે દરૂદ. દરૂદ નબીપર. અલ્લાહો હાતેહા. અગર જલે. પીડા ટળે. સાહેબ જાગે શ્યતાન ભાગે. ધૂપ ત્યાં રૂપ. દેવ ત્યાં પૂજા. અલખ નિરંજન નિરાકાર. અવર દેવ નહીં દૂજા.

સદ્ગોર ઈમામશાહ. નરઅલી મહમંદશાહ.

હક્ક લાએલાહા ઇલ્લલ્લાહો મહમંદ રસુલિલ્લલાહો.

૧૯

# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

## દીવા જ્યોતને પ્રણામનો મંત્ર

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હરેહમાં નરહીંમ સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ. નિરંજન નરઅલી મહમંદશાહ તમારી દુવા.

ગોર દીવો. ગોર દેવતા. ગોર વિના ઘોર અંધારા. ગોર વિના યુક્તિ નહીં. ગોર વિના મુક્તિ નહીં. મન તાળું. કલમો કુંચી. ખોલો ધર્મ દ્વાર. દેખો મહમંદશાહકા દિદાર. જાગે જોત. ભાગે છોત.

સદગોર ઈમામશાહ નરઅલી મહમંદ-શાહ હક્ક લાએલાહા. ઈલ્લિલ્લાહ. મહમંદ રસુલ્લિલ્લાહ.

ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચ્યા

ફુલ ઋષિવરોને હેજંદાનો મંત્ર

ૐ ફર્માનજી બિસ્મલ્લાહ હરહેંમાં નરહીંમ.

સહગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ. સહગોર પીર કબીરદીન, સહગોર પીર સોદરદીન, સદગોર પીર સાહેબદીન, સદગોર પીર નસીરદીન, સદગોર પીર શમ્શદીન, નર ઈસ્લામશાહ, નરઅલી નિરંજન નામ, નબી-નૂર સદગોર તમારી દુવા.

આદ્ય નારાયણને હેજંદા ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરને હેજંદા. ॥ આદ્ય શક્તિને હેજંદા, ॥ બાવા આદમને હેજંદા. મામા હવાને હેજંદા

નબી મહમંદને હેજ'દા. હક્કશાહ મુર્તુઆ-
અલીને હેજ'દા. આદ્ય શક્તિ બીબી ફાતમાને
હેજ'દા. ઈમામ હશન હુશ્યેનને હેજ'દા.
સિતેર સહસ્ર હુશેની કુલ કાયમના પરવારને
હેજ'દા. ધરતી આસમાનને હેજ'દા. પવન
પાણીને હેજ'દા. ચંદ્ર સૂરજને હેજ'દા.
નવલાખ તારાને હેજ'દા. બાર મેઘને હેજ'દા.
નવકુળ નાગને હેજ'દા. સાત સમુદ્રને
હેજ'દા. નવસો નવાણું નદીઓને હેજ'દા.
સાતવાર સત્તાવીસ નક્ષત્રને હેજ'દા. પં[illegible]
તિથિ બાર કરણને હેજ'દા. નવગ્રહને હેજ'દા.
સાત દ્રીપને હેજ'દા. નવખંડ પૃથ્વીને હેજ'દા.
ચોવીસ મુલકને હેજ'દા. અષ્ટકુળ પર્વતને
હેજ'દા. અઢારભાર વનસ્પતિને હેજ'દા. ચાર
વેદને હેજ'દા. ચાર કિતાબને હેજ'દા. ચાર

ખાણી, ચાર વાણીને હેજ઼ંદા. અગ્નિ તેજ અન્નદેવને હેજ઼ંદા. આદ્ય અંત મધ્યના દેવને હેજ઼ંદા. ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમને હેજ઼ંદા. નવનાથ ચોરાશી સિદ્ધને હેજ઼ંદા. અઠચાસી સહસ્ત્ર ઋષિને હેજ઼ંદા. એક લાખને એંશી હજાર પીર પેગમ્બરને હેજ઼ંદા. નવ્વાણું કરોડી જાંખાને હેજ઼ંદા. છપ્પન કરોડી મેધાને હેજ઼ંદા. બત્રીસ કરોડી કિન્નરને હેજ઼ંદા. પાંચ કરોડી રાજા પ્રહલાદને હેજ઼ંદા. સાત કરોડી રાજા હરિશ્ચંદ્રને હેજ઼ંદા. નવ કરોડી રાજા યુધિષ્ઠિરને હેજ઼ંદા. બાર કરોડી મુખી કમળા કુંવરને હેજ઼ંદા. કુલ ઋષિવર ગત-ગંગાને હેજ઼ંદા. મુખી મુશાફરને હેજ઼ંદા. ચૌદ ભુવનના દેવ ઋષિવરને હેજ઼ંદા. કરણ કલકના અનંત કરોડી દેવને હેજ઼ંદા. નખી-

નૂર સદગોર નર ઈસ્લામશાહ, અમારા ગુનાહ બક્ષો. સતપંથના મારગમાં રાખો. લક્ષ ચોરાશીના ફેરા ટાળો. તેત્રીસ કરોડીના મેળો આપો. જાંબુ દ્વીપના ધણી. તમે ચિંતા રાખશો ગત ગંગા તણી. સદગોર ઈમામશાહ નરઅલી મહમંદશાહ. હક્ક લાએ લાહા, ઇલ્લિલ્લાહો, મહંમદ રસુલિલ્લાહો.

# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

## તોબાં ભણવાનો મંત્ર

ૐ ફરમાનજી બિસ્મિલ્લાહ હરહેંમાં નરહીંમ.

સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન. નરઅલી મહમંદશાહ તમારી દુવા.

સાહેબ તોબાં હજારવાર. આ બંદા ગુનેહગાર. અવ્વલ આખર શાહ. મુર્તુઝા-અલી પાક. અવ્વલ શાહ અલી. આખર ઈમામ મહેંદી. જાંબુદ્વીપના ધણી. વિષ્ણુ નારાયણ. વિશ્વના આધાર. સૃષ્ટિના સરજનહાર. જાંબુદ્વીપે ધર્યો અવતાર. રહેણી કીજે ખેર. દિવસ કીજે મહેર. નેહકી નજર ધરો. બંદાની મુશ્કેલ આસાન કરો.

સદગોર ઈમામશાહ. નરઅલી મહમંદ શાહ.

હક્ક લાએલાહા ઈલ્લિલ્લાહો. મહમંદ રસુલ્લિલ્લાહો.

## શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

## ગોરનરની આલ ગાયત્રી

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હિરહેંમાં નરહીંમ.

પ્રથમ પરમેશ્વરા, પ્રવાદે જલ સાગરા. સેવાને કારણે હેત રચંતે. ધરતી ઉપર પાએ ન દેતવા. સદા સર્વે પ્રલયે ગતં, પ્રથમ નીલ વર્ણ તે ધંધુકાર. ત્યારે સ્વામી આદ્ય નિરંજન નિરાકાર. ત્યાં કવન ચેન પરિ-વર્તન્તે. દબ દેહી તે આદ્ય પુરુષ નારાયણ. આપ મને આપ ધ્યાને કર્તવમ્ હે સ્વામીજી તદા નૂર નિર્વાણ આપ હસ્તકે. તદા નિરંજન

તે નિરાકાર. ત્યાં નીલ વર્ણ તે ધંધુકાર. ત્યારે નહીં શાદ. નહીં શબ્દ. નહિ ઉનાદ નહિ ઓમ ૐ કાર. નહિ ઉત્પત્ત, નહિ રૈવંત નહિ રચના. નહિ પવન પાણી. નહિ ખાણી. નહિ વાણી. નહિ વેદ. નહિ ભેદ. નહિ જળ. નહિ કમળ. નહિ હમળ. નહિ વમળ. નહિ પર્વત. નહિ પાષાણ. નહિ નદીઓ નહિ નવાણુ. નહિ સમુદ્ર. નહિ સાગર નહિ ગિરિવર. નહિ કૈલાસ. નહિ મેરુ. નહિ મેખળા. નહિ સ્વર્ગ. નહિ નરક. નહિ મૃત્યુ. નહિ પાતાળ. નહિ ધરતી. નહિ આકાશ. નહિ ચંદ્ર. નહિ સૂર્ય. નહિ તારા. નહિ ધ્રૂવ. નહિ મેઘ. નહિ મંડળ. નહિ રહેણી. નહિ દિવંસ. નહિ સૂન. નહિ પોકાર. નહિ જરણ. નહિ મરણ. નહિ સૃષ્ટિ નહિ સંયોગ.

નહિ ભાવ. નહિ ભયંકર. નહિ રૂપ. નહિ રેખા. નહિ રાગ. નહિ ભાષા. નહિ દમ. નહિ કદમ. નહિ રીત. નહિ કરીત. નહિ યોગ. નહિ યુક્તિ. નહિ શકત. નહિ ભક્ત. નહિ મોહ. નહિ માયા. નહિ કામ. નહિ કાયા. ત્યારે ભાવ ભેદ કાંઈ ન હોતા. તદ્દા આદ્ય નિરંજનને કઈ પેરે સૃષ્ટિ નિપાવી હો સ્વામીજી. પ્રથમ તો નીલ વર્ણ ધંધુકાર. મધ્યે ઓમકાર. ઓમકારથી હેત ધરિયાં. હેત થકી નીર ઝરીયા. નીર થકી ખીર કરિયાં. ખીર થકી ફેણ ઉપાયા. ફેણમાંહેથી ઈંડ નિપાયા. ઈંડ થકી રચંતે સર્વ રચના. ઈંડ છેદીને ત્રણ ત્રિભુવન સરજ્યાં હો સ્વામીજી. પ્રથમ તો જમીનની જડ બાંધતાં યુગ પાંચ. પાંચ યુગતો પિયાલ થોભંતાં. પાંચ યુગતો

ગડ મેરુ ઉઠંતાં. પાંચ યુગતો બ્રહ્માંડ જડંતાં. આઠ યુગતો ગીતા ગાયંત્રી ઓચરંતાં. નવ યુગતો નીર નવાણુ ભરંતાં. બાર યુગતો રૂંઢ માળા ફેરવંતા. વીસ યુગતો વિભુ વનસ્પતિ વસંતા. ત્રણ યુગતો ત્રિભુવન ત્રિશૂળ ધરંતા એક યુગનો ઓમ ૐ કાર બોલી ભાણુંતાં. એવા તોતેર યુગતો વહી ગયા સ્વામીને અટકળ કરંતા. તદા અગમ અગોચર સદગોર બ્રહ્મા નર નારાયણ દેવ મહેશ્વર. એ ત્રણ દેવની પૂજા કરે. તેના આવા ગમનના ફેરા ટળે. તદા સ્વાજીએ પહેલાં રોપ્યાં સત. સત ઉપર દત્ત. દત્ત ઉપર ક્ષમા. ક્ષમા ઉપર ગજા. ગજા ઉપર નીલ. નીલ ઉપર શેષનાગ. શેષનાગના શિર ઉપર ધબળા ધોરી. ધબળા ધોરીના

શિંગ ઉપર એક રાઈ. એટલા ઉપર યત્ન કરી સ્વામીએ સૃષ્ટિ નિપાઈ. જે કરણ કલફના અવતાર પાત્ર. તે સાંભળો ઋિષિવર ભાઈ. જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યાં. તે રૂપ ઓળખી આજ કરો કમાઈ. પ્રથમ નામ તો નીલ. અનીલ. સુન. સાન. નાન. જ્ઞાન. મેયાન. નુર. તેજ. જલ. કમલ. કદમ. આદ-બુધ. નાદબુધ. ગજતત્વ. પ્રેમતત્વ. આદ્યપુરૂષ. આદ્યપુરૂષથી. ઓમ ૐ કાર. ઓમ ૐ કારથી ચારે વેદ પ્રકાશ. આદ્ય પુરૂષથી નાંભી ચક્ર. નાંભી ચક્રથી ભયે ગોર બ્રહ્મા. સદગોર બ્રહ્માથી. સર્વ સૃષ્ટિની ઉત્પતિ. જે ચાર કલફના અવતાર પાત્ર તે સાંભળો. મુનિવર ભાઈ. જ્યાં થકી ગોરનરે અવતાર લીધા. તે અવતાર ઓળખીને આજ કરો કમાઈ. પ્રથમ નામ તો ઓમ

ૐ. ઉનાદ....અવિગત્ય. અહેદ. હવ. કવ. તત્વ. ધર્મ. તેજ. કેવલીક. નાદ. ઓત્રા. હરિતત્ખ. પ્રુરવા. અતિતવંશી. પ્રેમઋષિ. વંશ તો શ્રી મત્સ્ય. ભગવાન. ।। મનાઈત. ઉગ્રસેન. અજુવંત. પ્રિહુસ્ય. અશોમિત્ર. પ્રીકમઋષિ. વંશતો શ્રી કૂર્મ ભગવાન. ।। વસરત. દકાઈત. કાત્યાયન. પરજાઈત. દાઢમ-ઋષિ. વંશતો શ્રી વ્આરાહ. ભગવાન. ।। દેહેર. રૂપક. કેશવ. નસખલિપત્ય. ગૌતમ. અંબરિષ. વંશ તો નરસિંહ ભગવાન ।। મુનાયક. વંશ-વઢણ. વીરલોચન. કશ્યપઋષિ. વંશ તો શ્રી વામન ભગવાન. માનધાતા. પૃથ્વીજય. અસરત. જમદગ્ની ઋષિ. વંશનો શ્રી પરશુ-રામ ભગવાન. રઘુ. નઘુ. યયાતિ. કેવલિક-અજયપાલ. દશરથ. વંશતો શ્રી રામ ભગવાન.

લવ. પદમ. પરિક્ષિત. વીરપાળ. વાસુદેવ. વંશાતા શ્રી કૃષ્ણ ભગવાન. ।। પ્રદુમન. સેસ્થાન. બિલસ્થાન. વેણીવરછરાજ. સિંહરાજ. વંશતો શ્રી બુધ ભગવાન. (ફર્માન કહી કળશમાં ગોળી ગાળવી)

શીશ. સામ. સુલ્કાન. ઈસ્લામ. હારૂન. આદમ. નીઝાર. મીઝાર. ઇલિયાશ. મિલ્યાસ. મુલ્કાન. કાઝમ. કાહેર. કાયમ. ગાલિબ. એલબ. કાએમ. મુરાદ. અબ્દુલમુનાફ. હાસમ. અબ્દુલ મુતલિબ. અબુતાલિબ. વંશતો શ્રી મુર્તુઝાઅલી. ઈમામ હશન. ઈમામ હુશ્યેન. ઈમામ જયનુલ આબેદીન. ઈમામ મહમંદ બાકર. ઈમામ જાફરો સાદિક. ઈમામ ઈસ્માઈલ. ઈમામ નુરસદ્દગોર. સૈયદ ઈસ્માઈલ. સૈયદ નુરમહમંદ. સૈયદ

...માનમદીન. સૈયદ મુશાફરદીન. સૈયદ મન્શુર-
...ન. સૈયદ ગાલિબદીન. સૈયદ જમલદીન.
...યદ સાદકદીન. સૈયદ મહેરદીન. સૈયદ સાલેહ-
...ીન. સૈયદ હાદી. સૈયદ ફાજલશાહ. સૈયદ
...કાસમશાહ. સૈયદ મહમંદશાહ. સૈયદ અહ-
મદશાહ. સૈયદ નાસિરશાહ. સૈયદ મુશાએક.
સૈયદ મોહીબ. સૈયદ મુસ્તાક. સૈયદ મહિઓ-
દીન. સૈયદ મોમીનશાહ સૈયદ ખાલકશાહ.
સૈયદ નિઝારશાહ. સૈયદ ઈસ્લામશાહ. સૈયદ
ઈસ્લામ હાદિક. સૈયદ શમ્શદીન. સૈયદ
નસીરદીન. સૈયદ સાહેબદીન. સૈયદ સુદરદીન.
સૈયદ કબીરદીન. સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈંદ્રિ
ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી
મહમંદશાહ.

હક્ક લાએલાહા ઇલિલલાહો. મહમંદ
રસુલિબલ્લાહો.

ૐ શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

સ્ત્રીને છાંટ નાખી લાઈ સુતક ઉતારવાનો મંત્ર.

ૐ ફર્માનજી બિસ્મલાહ હરહેંમાં નરહીંમ.

સદ્દગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહ. સદ્દગોર પીર કબીરદીન. સદ્દગોર પીર સુદરદીન. સદ્દગોર પીર. સાહેબદીન. સદ્દગોર પીર નસીરદીન. સદ્દગોર પીર શમ્શદીન. સદ્દગોર પીર સલાહોદ્દીન. નર ઈસ્લામશાહ. નરઅલી નિરંજન નામ. નબીનુર સદ્દગોર તમારી દુવા.

પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર. તમે સર્જી સુરત ચાર. તમે સૃષ્ટિના સરજનહાર.

તમે કીધા વેદ વિસ્તાર. સ્વામી તમે ધર્યા અવતાર. અથર્વવેદમાં સચરાચાર. ખાણી વાણીને સરજ્યાવેદ. તમે સરજ્યા અમરભેદ. અમરભેદની અમરકાયા. આદ્યે અંતે નુર નિપાયા. નુરથી નિર્મળ જીવ નિપાયા. સુતક ટાળો. પાતક બાળો. નુરે જીવના પિંડ પિખાળો. ઈમાહશાહ. નર મહંમદશાહ. છાંટ ડાલો. છોત ઉતારો પાપની મોટ દેખો. સુતક પાતક લાઈ લેખો. દન એક, માસ, છ માસ, દશ માસ, દો ચાર, સોદન ચાર, જરાજ ખાણીમાં મનુષ્યા અવતાર. તમે ઉતારો બંદાનો ભાર. પર અન્ન, પરજળ, દુનિયા તણો વહેવાર. તે નુરથી કરો નિસ્તાર. સુતક ટાળો, પાંચે પાતક બાળો, સાચો, જૂઠો, ભૂલ્યો, ચૂકયો. વાચા વચને વેદ હીણો.

મે કીધા વેદ વિસ્તાર. સ્વામી તમે ધર્યો
નો અવતાર. અથર્વવેદમાં સચરાચાર. ખાણી
વાણીને સરજ્યા વેદ. તમે સરજ્યા અમરભેદ.
માં અમરભેદની અમરકાયા. આદ્યે અંતે નુર
નિપાયા. નુરથી નિર્મળ જીવ નિપાયા. સુતક
ટાળો. પાતક બાળો. નુરે જીવના પિંડ
પેખાળો. ઈમાહશાહ. નર મહંમદશાહ. છાંટ
ડાલો. છોત ઉતારો પાપની મોટ દેખો. સુતક
પાતક લાઈ લેખો. દન એક, માસ, છ માસ,
દશ માસ, દો ચાર, સોદન ચાર, જરાજ
ખાણીમાં મનુષ્યા અવતાર. તમે ઉતારો
બંદાનો ભાર. પર અન્ન, પરજળ, દુનિયા
તણો વહેવાર. તે નુરથી કરો નિસ્તાર. સુતક
ટાળો, પાંચે પાતક બાળો, સાચો, જૂઠો,
ભૂલ્યો, ચૂકચો. વાચા વચને વેદ હીણો.

ઉધ્ધીયાચારી અવગુણ પાતકે ભર્યો. પાપે પાતક દુર કરો, વારેવાર હરી પાવન કરો. ગુર કેમીન કાંડી જપાવો અજંપા જાપ. તમે ઉતારો બંદાનાં પાપ. મતામંગાને જુમલી જમાત. અનેક વર્ણને એક જ નાત. ગુરથી કરો પાતક દુર. અલી નબી કરો જીવની સિફાયત. સદ્ગોર સુદરદીન. નર ઈસ્લામશાહ. તમે આપો જીવને દિદાર. ઈમામશાહ નર મહમંદશાહ. તમે જીવોના તારણહાર. એ બંદાને પાક કરો. એ જીવના ગુનાહ માફ કરો. સદ્ગોર ઈમામશાહ નરઅલી મહમંદશાહ.

હક લાએલાહા ઈલિલ્લાહો. મહમંદ રસુલિલ્લાહો.

# ॐ શ્રી સદ્‍ગોર બ્રહ્મા વાચા

ધુરૂપને છાંટ નાખી સુતક ઉતારવાનો મંત્ર.

ॐ ફેમીનજી બિસ્મિલ્લાહ હરરેહેમાં નરહીંમ.

સદ્‍ગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ. નબીનુર સદ્‍ગોર તમારી કુવા.

પીરપાક. નુરપાક. નિરંજન નારાયણ પાક. પાંચ તન પાક. ચાર હાદમા અસુમ પાક. સાત મલાયક પાક. દ્વાજ દે ઇમામ પાક. તમારૂં નામ પાક. તમારૂં કામ પાક. તમારા નામ નુરને પ્રતાપે કરીને બંદા પાક. ધરતી આકાશ પાક. પવન પાણી પાક. ચંદ્ર સૂર્ય પાક. તારા મંડળ ધ્રુવ પાક. અષ્ટકુળ

પર્વત પાક. નવકુળ નાગ પાક. ચાર કુળ મેઘ. સાત સાહેર પાક. નવસો નવાણુ નદીઓ પાક. તમારા નામ નુરને પ્રતાપે કરી બંદા પાક નવ નાથ ચોરાશી સિદ્ધ પાક. અઠયાસી સહસ્ત્ર ઋષિ પાક. એક લાખ ને એંસીહજાર પીર પેગમ્બર પાક. સિત્તેર સહસ્ત્ર હુસેની કુલ કાયમનો પરવાર પાક. અણુસઠ તીર્થ પાક. નવ્વાણું કરોડી ઝાંખા પાક. છપન કરોડી મેઘા પાક. બત્રીસ કરોડી કિન્નર પાક. તેત્રીસ કરોડી દેવતા પાક. અનંત કરોડી હસનશાહ પાક. તમારા પાવળના પ્રતાપે કરીને બંદા પાક. સફગોર ઈમામ શાહ. નરઅલી મહમંદશાહ.

હક્ક લાએલાહા ઈલ્લિલ્લાહો. મહમંદ રસુલિલ્લહો.

# ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

નિશાની થાળ અક્ષયપાત્રનો મંત્ર.

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હરહેંમાં નરહીંમ.

સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ. નબીહુર સદ્ગોર તમારી કૃપા.

હરિચંદ્ર ચતુરવેદી બ્રહ્મા. મોક્ષ દાતાર. દેવ મહેશ્વર અને સહદેવ તપી. કસે કળસ ફિરતાર. ચાર યુગ મધ્યે જીવ ઓધાર્યા. પાંચ સાત, નવ, બાર. તેત્રીસ કરોડી. અનંતના મેળા આપો. તમે હુરચેની પાત્ર દીવાન બાદશાહજી. ભાવ ભક્તિ સિધ્યો સ્વરૂપ થાળ પ્રસાદ નિશાની મહેમાની દશાંશ, શુકૃત્ય,

દામ, દોકડો, પાન, ફળ, ફૂલ, અન્ન, પાણી, શાક, પાક, જીકર બંદગી કબુલ કરો. સાહેબ તમસું બલીહારી. અમને આશા દેવ તમારી. અક્ષય પાત્ર અખુટ કરો. સ્વામી તમે ગત જમાતમાંહે નુર નિશાનીએ પરવરો. અન્ન-પૂર્ણા અન્ન પૂરો. પાણી પુરો ગણેશ. રિદ્ધિ સિદ્ધિ આપો માતા ભવાની. મહાદેવ સ્વામી ભોજન પીરશે. માતા ભવાની ગયા બ્રહ્માજીની પાસ. રિદ્ધિ સિદ્ધિ આપો તમારા દાસ. ભરો ભંડાર થાઓ સુખી. અન્નદેવ પૂર્ણા જાલંધર સુખી. સદ્ગોર ઇમામશાહ નરઅલી મહમંદશાહ.

હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો મહમંદ રસુલ્લિલ્લાહો.

ૐ શ્રી સદર બ્રહ્મા વાચા

નિશાની જમવાનો મંત્ર.

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ. હરહેંમાં નરહીંમ.

સદ્દગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઇમામશાહ. આદ્ય વિષ્ણું નિરંજન નરઅલી મહમંદશાહ. નબીનુર સદગોર તમારી દુવા.

સ્વામી તમે સૃષ્ટિના સરજનહાર. નિશાની મહેમાની ભાવે, સુભાવે, તમારી નૈયતે દસ્તરે કબુલ કરો. અન્ન પાણીના આહાર. પાન ફૂલના ભોકતા જમલી જમાત ઉપર રહેમ કરો. રહેમની નજર કરો. તમારા નુરને તમે વરો; બંદા તમારા ઉપર નેક નજર કરો. અનંત જીવ તપ કરી આવ્યા. એમ દેવવેદ વાચકે ભાખંતે. સદ્દગોર હેત કરીયા.

તે ચતુરવેદી બ્રહ્મા. સ્વામી હકદાણા. સેવાએ આણ્યા. જાકા દાણા, ખટી કર કમાણા. સતસું લાણા. પ્રેમશું પકાણા. દુવે'સીસુગરા દાણા. હક્ક હલાલ કર ખાણા. ફમોન બિસ્મિલ્લાહ સાહેબ તમકુ પહોંચાણા. સહ-ગોર ઈમામશાહ. નરઅલી મહમંદ શાહ

હક્ક લાએ લાહા. ઈલ્લિલ્લાહો. મહમંદ રસુલ્લિલ્લાહો.



ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

નિશાની જમીને ભણુવાનો મંત્ર.

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ. હરહેમાં નરહીંમ.

સહગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ નબીનુર સહગોર તમારી દુવા.

દેહત્ર દુનિયા શેહસ્ત્ર આકબત. આકબતની ખેર. ઈમાનની સલામતી. યા સહગોર ખેર કર કબુલ. મદત અલ્લાહ રસુલ, જિસ ભંડારથી રોજી આવે. સો ભંડાર કરો ભરપુર. ખાયા નુર. દુવા હજુર. અલ્લાહ

આદમ રસુલ. તમે દિયા બંદે ખાયા. ફર્માન બિસ્મિલ્લાહ શાહ તમકુ પહોંચાયા.

સદગોર ઈમામશાહ. નરઅલી મહંમદ-શાહ હક્ક લાએલાહા ઈલ્લિલ્લાહો. મહમંદ રસુલિલ્લાહો



# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચ્યા

## સૂર્ય દર્શન કરવાનો મંત્ર.

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ. હરેહંમાં નરહીંમ

સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ. આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહ. નબીનુર સદગોર તમારી દુવા. ઉગતા સૂર્ય આથમતા ભાણ. નરબીજ તે નર મહમંદ શાહ નામ. ભણંતે ગોર ગાયંત્રી. જપ તપ બિંબ ઉપાયા. તબ સૂર્ય દેવતા. તમારા ચરણે આયા. અબદુલ્લાહ જબબાર. અબદુલ્લાહ સત્તાર. અબદુલ્લાહ ગફફાર. અબદુલ્લાહ રહીમ. અબદુલ્લાહ કરીમ. ચારપીર

મહમંદ શફાયત. એટલી દુવા ભણે શુણે ઉનકુ દોજક આંચ હરામ. સદગોર ઈમામ-શાહ નરઅલી મહમંદશાહ હકક લાએલાહા ઈલ્લલ્લાહો. મહંમદ રસુલિલ્લાહો.



ॐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

બીજનો ચંદ્ર દર્શનનો મંત્ર.

ૐ ફરમોનજી બિસ્મિલ્લાહ હરહે માં નરહીમ.

સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહ તમારી દોવા.

બરકત રહેમત, સાહેબ સલામત. અરજ ઉમેદવાર અજહો ચંદ્રમા ગોર. તમે સતીયોના સત રાખજો. નબીની ઉમંતના કરગયા કાન ધરો. સમર્યા સહાય કરો. કીધા ગુનાહ બક્ષો બીજા ગુનાહ ન કરાવશો. જાંખા, મેઘા, કિનર, દેવ તેત્રીસ કરોડીના મેળા આપો અનંત કરોડીની સોબતમાં રાખો. લક્ષ ચોરાસીના ફેરા ટાળો.

સદગોર ઇમામશાહ નરઅલી મહમંદશાહ

હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો મહમંદ રસુલ્લિલાહો.

# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

**મોહોર નબુવતનો મંત્ર.**

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હરહૈંમાં નરહીંમ.

મોહોર નબુવત નબી સાહેબનુ નુર છે. નુરવે નુર ઈમામ જાદે સાહેબ. ઈમામ હશન. ઈમામ હુશયેન. સલ્લલ્લાહો અલ્યેહે વસ્સલ્લમ, મોહોર નબુવત માંહેથી પેદા કર્યા છે. નબુવતનું નુર ફાતમાંહ ઝેહરાં, ઈમામ ઝયનુલ આબેદીન. નુર નબુવતકે પેગમ્બર. સવાલાખ કે નબુવત સૈયદ ઈમામ નુર નિષ્કલંકી નારાયણ નિરંજનંગ ઉત્તમમ. નિષ્કલંક સપ્ત બ્રહ્માંડ. લોહકલમ, સ્વામી, ઉનાદ, અવિગત, નુરે સરજંતે, સપ્ત પાતલંગ. મોહર નબુ-

વંત શ્રી મચ્છા જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી કૂર્મ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી વ્યારાહ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી નરસિંહ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી વામન જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી પરશુરામ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી રામ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી કૃષ્ણ જનાર્દનંગ. મોહોર નબુવત શ્રી બુદ્ધ જનાર્દનંગ. મોહોર નબુવત. શ્રી નિષ્કલંક જનાર્દનંગ. શાહ મુર્તુઝાઅલી આજ નિષ્કલંકી. વિષ્ણુવા થરો અથરો વિષ્ણુ ડાલો બ્રહ્મ, શ્રી સામ ઘરમંગ. જનાર્દનંગ કૈલાસ વાસી શ્રી નુર સદગોર હરગોવિંદ. શ્રી ઈસ્માઈલશાહ નર ગોવિંદ નિષ્કલંકી. નુર નબુવત ધર્મ માર્ગ સપાત્રંગ. શંખ, ચક્ર, ગદા, પદમ. સારંગ-

ધર. ધર્મઆત્મંગ. ઈમામ હશન. ઈમામ હુશ્યેન. ઈમામ જયનુલ આબેદીન. ઈમામ મહમંદ બાકર. ઈમામ જાફરો સાદિક. ઈમામ ઈસ્માઈલ. ઈમામ નુર સદગોર. ઈમામ ઈસ્માઈલશાની ઈમામ નુર મહમંદશાહ. સદગોર પીર ઈમામશાહ હકક લાએલાહા ઈલ્લિલ્લાહો મહમંદ રસુલ્લિલ્લાહો.



# મોહેર નણુવતનો ધર્મ

સવારના પહોરમાં મોહોર નણુવતનાં દર્શન કરે તો ઈમામ ઝયનુલ આબેદીનનું મોં જોવાનું ફળ થાય. દિન પહોર ચડતાં મોહોર નણુવતનાં દર્શન કરે તો માતા ફાતમાનાં દર્શન કર્યાનું ફળ થાય. બપોર મોહોર નણુવતનાં દર્શન કરે તો નબી સાહેબની મિજલસમાં બેઠાનું ફળ થાય. પાછલો દિન ઘડી ચાર હોય ત્યારે મોહોર નણુવતનાં દર્શન કરે તો ઈમામ હશન હુશયેનની દશ પોસી લીધાનું ફળ થાય. સાંજની વખત મોહોર નણુવતનાં દર્શન કરે તો, મુર્તુજાઅલીની દશ પોસી લીધાનું ફળ થાય. રાત પહોર જતાં મોહર નણુવતનાં દર્શન

કરે તથા વાંચે તથા સાંભળે તેને નર્ણા સાહેબનું મોં જોયાનું ફળ થાય. તથા પાંચ તન પાકનાં ચરણ ધોઈ પીધાનું ફળ થાય. માણસ મરતાં મરતાં મોહોર નબુવતનાં દર્શન કરે તથા વાંચે તથા કાને સવાલ પડે તો, તેનું રૂહ કબજ કરતાં સોહેલું થાય. તથા સાહેબ દિદાર આપે તે જીવને ભિસ્ત નસીબ કરે.

## મોહોર નબુવતનું ફળ

એવાં છો વખત દિન મધ્યે મોહોર નબુવતનાં દર્શન હરરોજ કરીએ. એમ કરતાં જોઈ ન શકીએ તો, એક દિવસમાં એક વાર જોઇએ. એમ કરતાં જોઈ ન શકીએ તો, દિન આઠમાં એકવાર જોઇએ. એમ કરતાં જોઈ ન શકીએ તો, એક મહીનામાં એકવાર

જોઇએ. એમ કરતાં જોઈ ન શકીએ તો એક વરસમાં એકવાર જોઈએ. એમ કરતાં જોઈ ન શકીએ તો ઉંમર સર્વેમાં એકવાર જોઇએ. તો તેને સાહેબ ભિસ્ત નસીબ કરે. કોઈ કામ કરવું હોય તો, મોહર નબુવત વાંચીને કરે તો તે કામ ફતેહ થાય. બોલબાલા થાય. મોહોર નબુવત જોયાનું સર્વને ધરમ છે. કથંતે પીર સુદરદીન. પીર કબીરદીન. સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ નરઅલી મહમંદશાહ.

હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો. મહમંદ રસુલ્લિલ્લાહો.



# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

## આરતી મોટી શ્રી નિષ્કલંકી નારાયણની છે

જાહેરદેવ જાંબુદ્રીપમાં બેઠા. ભાગ્ય જીનુકા જેણે નજરે દીઠા. હરહર સદ્‌ગુરૂ સેહદેવ તમકુ, દીયારે બતાઈ. ચૌદ ભુવનમાં હુઈરે વધાઈ.

આરતી કીજે, નિષ્કલંક દેવ તમારી.
ષટ દર્શનમાંહે સૂન પૂજાએ,
સત્ય ધર્મકા કોએ મરમ ન પાઓ.=આરતી
સત્ય ધરમકી રાહ બતાઈ,
તેત્રીસ કરોડી દેવમાં હુઈરે વધાઈ=આરતી
અનહદ વાજાં વાજીંત્ર વાજે,
અકળ સ્વરૂપ દેખી દુનિયા લાજે=આરતી

લાજ મત ધરો તમે હરિના જન,
ભક્તિ કરો તમે નિર્મળ મન=આરતી
કર્તા, ત્રેતા, દ્વાપર, કલીયુગ, જોય,
અજંપા જાપ વિના મુક્તિ ન હોય-આરતી
પહેલી આરતી કરતા યુગે હુઇરે વધાઈ.
ચાર રૂપ લીધાં હરીએ મચ્છા, કચ્છા,
વ્યારાહ નરસિંહ અવતારી-આરતી
ચાર રૂપે રે ચાર દાણવોને છેદ્યા,
પાંચ કરોડી રાજા પ્રહલાદે સિદ્ધા-આરતી
ઋગુરે વેદના વારારે વરત્યા,
અમરભેદ કોઇએક મુનિવર પરખ્યા-આરતી
બીજી આરતી ત્રેતા યુગમાં હુઇરે વધાઈ,
ત્રણ રૂપ લીધાં હરિએ
વામન, પરશુરામ, રામ, અવતારી-આરતી
ત્રણ રૂપે રે ત્રણ દાણવને છેદ્યા.
સાત કરોડી રાજા હરિચંદ્ર સિધ્યા-આરતી

યજુરવેદના વારારે વરત્યા.

અમર ભેદ કોઇએક મુનિવર પરખ્યા–આરતી

ત્રીજી આરતી દ્વાપર યુગે હુઇરે વધાઈ.

ત્રણ રૂપ લીધાં હરિએ.

કૃષ્ણા બુદ્ધા અવતારી–આરતી

દોય રૂપે રે દોય દાણવને છેદ્યા.

નવ કરોડી રાજા યુધિષ્ઠિર સિધ્યા–આરતી

સામરે વેદના વારા રે વરત્યા.

અરભેદ કોઇએક મુનિવર પરખ્યા–આરતી

ચોથી આરતી કલીયુગે હુઇરે વધાઈ.

એક રૂપ લીધું હરિએ

શ્રી નિષ્કલંકી અવતારી–આરતી

એક રૂપે રે એક દાણવને છેદશે.

બાર કરોડી ભક્ત કમળા કુંવર તારશે–આરતી



અથરવેદના વારા રે વરત્યા.
અમર ભેદ કોઈએક મુનિવર પરખ્યા–આરતી
યુગ પ્રમાણે જાપ શોધીને લઈએ.
તન, મન, ધન, ગુરૂજીના ચરણોમાં
દઈએ.–આરતી
ઋષિવરને કાજે ગોરનર વારોવાર આવ્યા.
શોધ્યા તેને સદગોર પ્રગટ મળીયા–આરતી
ઘણી રે નર મહમંદશાહ શિર છતર ઢળાશે.
અનંત કરોડી જીવના કારજ થાશે.–આરતી
સાંજ સમેરે તમે જપો મારાભાઈ.
આરે આરતી નુર સદગોરે ગાઈ–આરતી

## ગોર બ્રહ્માજીની આરતી

ગોર બ્રહ્માજીની આરતીને,
ચમ્મર ઢળાય, શાહોજીને છતર ઢળાય,

ચંદનને કેસરનાં સાહોજીને છાંટણાં છંટાય.

પહેલા કરતા યુગમાં શાહોજીના સોનાના છે ઘટ.

શોહોજીના સોનાના છે પાટ.

સોનાને સિંહાસન બેઠા શ્રી નરસિંહ અવતાર.

ગોર બ્રહ્માજીની આરતીને

બીજા ત્રેતા યુગમાં શાહોજીના રૂપાના છે ઘટ.

શાહોજીના રૂપાના છે પાટ

રૂપાને સિહાસન બેઠા

શ્રી રામચંદ્ર અવતાર ગોર.

ત્રીજા દ્વાપર યુગમાં શાહોજીના ત્રાંબાના છે ઘટ.

શાહોજીના ત્રાંબાના છે પાટ.

ત્રાંબાને સિહાસન બેઠા શ્રી કૃષ્ણ અવતાર.

ગોર બ્રહ્માજીની ચોથા કલીયુગમાં

શાહોજીના માટીના છે પાટ.

માટીને સિંહાસન બેઠા શ્રી નિષ્કલંકી અવતાર
-ગોર

આરે આરતી નુર સદગોરે ગાઈ.
જાંબુના દ્રિપમાં હુઈરે વધાઈ.
ગોર બ્રહ્માજીની આરતી.

ઘોળ લખ્યો છે. ૧

જીરે વકુંઠના નાથ પધારીયા. સદ્દગોર બ્રહ્માજી
આવ્યા છે આજ-પવિત્ર કીધાં આંગણું.
હરિને સતને સમાણાં કીજે બેસણાં. પહેલાં
અવિચળ રાખો ઈમાન-પવિત્ર
જીરે સત દત ભેળાં કરી દીજીએ
ખરચ્યા સરીખાં નહિ કોઈ દાન-પવિત્ર
જીરે દશોંદ શુકિત દીજીએ. પછે જપીએ
અજંપાના જાપ-પવિત્ર

જીરે પશ્ચિમ થકી રે અલી આવશે

મેળો હોશે જાંબુદ્રિપ મોઝાર-પવિત્ર

જીરે નર નિષ્કલંકી જ્યારે ચડશે.

તેમનાં ઈમામ મહેદી ધરાવશે નામ-પવિત્ર.

જીરે આલ ઈમામ ઘરે આવીયા.

તેનાં નર મહંમદશાહ છે રે નામ-પવિત્ર.

જીરે સોળ કળારે તેમની શોભતી.

તેઓના મુખ ઉપર જળકે છે નુર-પવિત્ર.

જીરે આલ ઇમામગોરની સેવીએ.

તેમને શોધીને પડીએ રે પાય-પવિત્ર.

જીરે આલ ઇમામગોરની પૂજીએ.

તેઓના પ્રગટ પૂજીએ પાય-પવિત્ર.

જીરે અનંત કરોડી વર લાળીયા.

નર અસ્લામશાહની વાર-પવિત્ર.

જીરે અનંત કરોડી વર લાવીયા.
તેનાં હસન કબીરદીન નામ-પવિત્ર.

જીરે થાળ ભર્યો સગ મોતીએ.
ચાલો વધાવો નકલંકી રે નાથ-પવિત્ર.

જીરે થાળ ભર્યો સગ મોતીએ.
વધાવો તે સતીયું બેચાર-પવિત્ર.

જીરે સીતા કુંતા સતી દ્રોપતી.
ચોથા તેડાવો હરિચંદ નાર-પવિત્ર.

જીરે કમળા કુંવર શીર છતર ઢળે.
સતી સુરજારાણી લાવો લેશ-પવિત્ર.

જીરે એમ બોલ્યા ગોર ઇંદ્ર ઇમામશાહ.
આખર વેળાના બોલ્યા છે ધોળ-પવિત્ર.
કીધાં આંગણું.

## ધોળ ર

જીરે આદ ઉનાદના નાથરે.
સ્વામી તમે છો કિરતાર-આગમ લાગી પ્રિતડી
જીરે ભરતખંડ જાંબુદ્વિપ માહેરે.
હરિનું નકલંકી છે દશમુ રે રૂપ-આગમ
જીરે સરગોરે કેશ રે હાટમાં.
મળી જ્ઞાન સબંધ કેરી જડ-આગમ
જીરે જ્ઞાન દીપક સંભારીએ.
સરગોર બતાવે અગમ ભેદ-આગમ
જીરે અરસ પરસ ગુરૂ ગમ જડી.
તારા પાપ તે પરલે રે જાય-આગમ
જીરે પાંચ તત્વની રચના બની.
ત્યારે ત્રણુ ભુવન કીધા પ્રકાશ-આગમ
જીરે પાંચ હિરસને વાળીઓ.
તેનાં રૂપ છે સહસ્ત્ર પચાશ-આગમ

જીરે નાંભી કમળથીરે ઉપજે.
ત્યાંતો ગેબી ગર્જનાઓ થાય-આગમ
જીરે સુન શિખરમાં સુરતા ધરો.
ત્યાંતો થાઓ છે અજંપા જાય-આગમ
જીરે ઇંગળા પિંગળા પિયુના સંગમાં.
ત્યાંતો સુખમના વહે છે અતિસાર-આગમ
જીરે અનંતવાજાં રે ગડગડે.
ત્યાંતો વર્તાએ જય જય કાર-આગમ
જીરે ખાંક તે નાળના ઘાટમાં.
ત્યાંતો અનહદ થાય પ્રકાશ-આગમ
જીરે તે ઘરથી અમી ઉતરે.
ત્યાંતો પીવે તે વીરલારે કોઈ-આગમ
જીરે નુરત સુરતની જુગતાઈ ઘણી.
પરિબ્રહ્મ છે પોતાની પાસ-આગમ

૬૩

જીરે અખંડ જ્યોતિ ત્યાંતો ઝળહળે.
એતો અલખ પુરૂષ કેરે મુલ-આગમ
જીરે અલખ નિરંજનને સેવીએ.
ત્યારે જન્મ મરણનો ભય જાય-આગમ
જીરે ગાય શીખે સુણે સાંભળે.
તેને હોજો ઈમામશાહની છાંય-આગમ

ઘોળ માડવાના ૩

જીરે નકલંકી નવશાને કાજ.
માંડવડો હરિનો હસી રે હસી રે.
જીરે તેડો તેડો સતીયોનો સાથ.
માંડવડે ભલો રંગ રહેશે.
જીરે તોરણ બંધાવો હરિને દ્વાર.
સોહાગણ આવે શોભતા.
જીરે સંતોની શરણાઇનો નાદ.
ભૂંગળો વાગે ભાવના.

જીરે ઢોલ વાજે ધમધમકાર.
વાજીંત્ર વાગે પ્રેમના.

જીરે ચોરી ચિતરાવો હરિને દ્વાર.
ભિતો રે ભલી ચિતરી.

જીરે જુગ કરતાં યુગ ચાર.
ચોરાસી વઈ ગઈ ચોકડી.

જીરે આવશે એરાકખંડથી જાન.
તે જાંબુ દ્વિપે પરણશે.

જીરે મોટા ઋષિવર સંગ સાથ.
પ્રહલાદ વિના નહિ ચાલશે.

જીરે ભલા ભલા જાનૈયા સૌ સાથ.
મહાદનને મેળો મળશે.

જીરે પામ્યા પામ્યા હરિના દરસન.
સાહેબ શુ કરવી ગોઠડી.

જીરે નકલંકી નવશા છે બાળ.

ચડશે રે ઘોડે હંશલે.

જીરે નકલંકી દશમો અવતાર.

તે દહીંત કાલીંગાને મારશે.

જીરે બોલ્યા ઘોળ ગોર ઇમામશાહ.

સચિયારા મુનિવર ફળ લેશે.

સંપૂર્ણ

ઘોળ નકલંકીના વિવાહ ૪

જીરે કનક કચોલાં શીર ઘોળીયાં.

છાંટણાં છંટાવો આરબ દેશ મોઝાર

-વિવાહ તે આવ્યો કુંકરો.

જીરે નકલંકી નવશાને નોતર્યા.

ગોરે ફેરવ્યા મુલક ચોવીસ-વિવાહ

જીરે આજં મારા હૈયામાં હોશ ઘણી.

આવા અમને ઉપજ્યો આનંદ-વિવાહ

૬૬.

જીરે સુવર્ણ થાળ સતીએ ધર્યો.
લાવી મેલ્યો છે બાજઠ મોજાર-વિવાહ

જીરે માણેક મોતીના થાળ ભરાવજો.
જોવા જૈયે ચૌદ ભુવનના નાથ-વિવાહ

જીરે શ્રીફળનાં તોરણ બંધાવીએ.
સૌ સતિયો મળીને મંગળ ગાય-વિવાહ

જીરે બ્રહ્માજીના બેટા તમને વિનવુ.
વહેલા લઈ આવો તમેરે વેદ-વિવાહ

જીરે વાજીંત્ર ત્યાં વાગે અતિ ઘણાં.
ઢોલ વાગે છે ધમધમ કાર-વિવાહ

જીરે સૌ સૈન્ય આવ્યાં ત્યાં શોભતાં.
જાહેર વેદ ભણાવશે જાનમાંહ-વિવાહ

જીરે વસગા કુમારી વિનંતી કરે.
કંથજી તમે સાંભળો શો કાન-વિવાહ

જીરે બહુરંગી બાજઠીયા ચિતરાવજો.
બેસો બેસો વહાલા વરરાય-વિવાહ
જીરે માંડવ બંધાવો મુજને મન ગમતા.
વરવું છે સુરા નરની સાથ-વિવાહ
જીરે માંડવ બંધાવો ચંપા કેવડે.
કસ્તુરીની ભરાવશો ભીત-વિવાહ
જીરે ત્રિભોવન આવી પાટે બેસસે.
ગોર બ્રહ્માજી ભણશે વેદ-વિવાહ
જીરે સુવર્ણ મંડળ સ્વામીને શોભતા.
સૌ દેવતાની ત્યાં છેરે સાંખ-વિવાહ
જીરે મસ્તક મુગટ હરિના હિરે જડયા.
હરિને કુંડળ જળકે છે કાંન-વિવાહ
જીરે વર કન્યા પુરાં રે પરણાવીયા.
પરણ્યા પરણ્યા દેવ મોરાર-વિવાહ
જીરે ગોર બ્રહ્માજી એ ધોળ બોલીયા.
બોલ્યા બોલ્યા છે અમૃત નુર-વિવાહ

# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

## મડદાંને નવરાવવાનો મંત્ર

ૐ ફર્માનજી બિસ્મિલ્લાહ હરહેંમાં નર હીંમ.

સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્રિ ઇમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ તમારી દોવા.

સ્વામી તમે હેત ધરિયું. હેતથી નીર ઉપાયા. નીરથી બાંધ્યા યુગ ચાર ચાર દિશાએ કર્યો પ્રકાશ. નીર ખચું પિંડથી સાર. તે નીરે પવિત્ર વિસ્તાર. નિરે કર્યાં નુર. નિરે સરજ્યાં ચંદાસૂર નુર મોક્ષ મુગતનો ઘાટ, પવિત્ર માંડયા ઘટને પાટ. નવાણું કરોડી જાંખા. છપન કરોડી મેઘા. બત્રીસ કરોડી કિન્નર. તેત્રીસ કરોડી દેવતા.

અઠ્યાસી સહસ્ત્ર ઋષિ, એક લાખ એંસી હજાર પીર પેગમ્બર. પામ્યા મોક્ષ મુગતની વાટ. સદગોર પીર સલાહોદીન, સદગોર પીર શમ્શદીન, સદગોર પીર નસીરદીન, સદગોર પીર સાહેબદીન, સદગોર પીર સોદરદીન, સદગોર પીર કબીરદીન, સદગોર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ આ જીવને પવિત્ર કરો, દુઃખ દોહલાં દુર કરો. મોક્ષ મુગતનો મારગ આપો. તમે પવિત્ર છો. તમારા સેવકોને પવિત્ર કરવાનો ધર્મ છે. તમારા ધર્મ તમારા કર્મ. આ જીવની દેહ પવિત્ર કરો. તેત્રીસ કરોડીના મેળામાં રાખો.

સદગોર ઈમામશાહ નર અલી મહમંદશાહ હકક લાસેલાહા ઈલ્લિલ્લાહા મહમંદ રસુલ્લિલ્લાહા.

# ૐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

## મરદાંને ભુમિદાગનો મંત્ર.

(મરદાંને જમીનમાં ઉતારી ભણવી અને
પાછી માટી વાળવી)

ૐ ફરમાનજી બિસ્મિલ્લાહ હરહેંમાં નરહીંમ.

સદ્‌ગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદશાહ તમારી હોવા.

સ્વામી તમે પ્રથમ રોપ્યાં સત, સતથી દંત, દતથી ક્ષમા, ક્ષમાથી હેત, હેતથી નીર, નીરથી ખીર, ખીરથી નીલ, નીલથી અનીલ, અનીલથી ફીણ, ફીણથી ખાક, ખાક તે સહાય પાક.

સ્વામી પવનથી પાણી, પાણીથી અગન.

અગનથી રચી ખાક. જુગ ચારના ચાર દાગ, ખાકપાક, મોક્ષ મુગનની વાટ. સતપંથી જીવને આપી હાથ. ચાર યુગના દશ અવતાર. દશ અવતારે ચાર દાગ. શ્રી મચ્છની રક્ષા. કૂર્મની રક્ષા: શ્રી વ્યારાહની રક્ષા. શ્રી નરસિંહની રક્ષા. શ્રી વામનની રક્ષા. શ્રી પરશુરામની રક્ષા. શ્રી રામની રક્ષા. શ્રી કૃષ્ણની રક્ષા. શ્રી બુદ્ધની રક્ષા. શ્રી નિષ્કલંકી નારાયણની રક્ષા. આજ કલિ-વારે ખાકંપાક. પવિત્ર ભુમીદાગ. સદગોર નબી મહંમદ પાક. શ્રી સદગોર નુર પાક. શ્રી સદગોર પીર શમ્શદીન પાક. શ્રી સદ-ગોર પીર નસીરદીન પાક. શ્રી સદગોર પીર સાહેબદીન પાક. શ્રી સદગોર પીર સોદરદીન પાક. શ્રી સદગોર પીર કબીરદીન પાક. શ્રી

સદગોર ઈમામશાહ નરઅલી મહમંદશાહ પાક. મૌલાના સતપંથી જીવની સોહેલી કરો મોક્ષ મુગતની વાટ. ચારે મુગના ભૂલેલા જીવ સતધરમના આશરે ભુમી હાગે પવિત્ર થઇ. આપની રક્ષા માટે આવેલો. તેને પાક પવિત્ર કરી તેત્રીસ કરોડીના મેળા આપી. તમારા નુરમાં વાસ આપો. ગુનાહ બક્ષો. દુઃખ દોહેલાં દુર કરો.

સદગોર ઈમામશાહ નરઅલી મહમંદ શાહ હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો મેહમંદ રસુલ્લિલ્લિાહો.



# ॐ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

મરહાંને ભુમિદાગ પછી ભણવાનો મંત્ર (આ મંત્ર ફૂલ લોબાન ચડાવ્યા પછી પાસે ઉભા રહીને ભણવો)

ૐ ફરમાનજી બિસ્મિલ્લાહ હરેંહમાં નરહીંમ સદગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઇમામશાહ આદ્ય વિષ્ણુ. નિરંજન નરઅલી મહમંદશાહ નબીનુર સદગોર તમારી દુવા.

શ્રી નિષ્કલંકી નારાયણ સતપંથી જીવનો ફરમાન ફાતિઓ મોક્ષની આશીશ. દુવા, દાન, ફુલ, લોબાન, આપની પવિત્ર મહેરે, સતપંથના સરદાર. કલિયુગની દાતાર. પહોંચાડવો પાર. જીવને દુઃખમાંથી છોડાવો. સુખ શોહેલાં કરો. દુઃખ દોહેલાં દુર કરો.

શ્રી નિષ્કલંકી નારાયણ શ્રી નબીનુર સદગોર,
આશીશ કબુલ કરો,

સદગોર ઈમામશાહ નરઅલી મહમંદશાહ

હક્ક લાએલાહ ઇલ્લિલ્લાહો. મહમંદ
રસુલ્લલ્લાહો.



# ૐ શ્રી સદ્ગોર બ્રહ્મા વાચ્યા

## મરદાંને ભુમિદાગ પછી નાવાનો મંત્ર.

ૐ ફરમાનજી બિસ્મલ્લાહ હરહેંમાં નરહીંમ.

સદગોર પાત્ર બ્રહ્મા ઈંદ્રિ ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમંદ શાહ નબીનુર સદગોર તમારી દુવા.

તમો પાક પાવન કરો. તમે પાવન કરવા જોગ છો. અનંત કરોડી જીવને પાવન કરનહાર છો. મારા સ્થુળ શરીર સાથે જીવને પાક પાવન કરો. કરમ મહેર કરો. અમારી અરજી કબુલ કરો.

સદગોર ઈમામશાહ નરઅલી મહમંદશાહ હકક લાએલાહા ઈલ્લિલ્લાહો મહમંદ રસુલિલ્લાહો.

ભાઈ ગફલતે ના સુવો મુનિવરો,
જે નિદ્રાએ સુતા અઘોર.
સતનો માલ સર્વે ખોઈ રહ્યા.
તેને લૂંટી જાશે માયલા ચોર

ભાઈ માંહેથી માલ સર્વે લૂટીયા.
અને ખાલી થયાં રે શહેર.
જે સત જોઈએ તે આગળ નહી મળે.
તેની અહીંયાંથી કરજો રે પેર,

ભાઈ જાગો જાગો રે તમે સતસું,
અને દુનીયામાં થાવ રે હુશિયાર.
જ્યારે આપણો સાહેબ હિસાબ માગશે.
ત્યારે કેમ કરી દઈશુ જવાબ.

ભાઈ ચિત્તમાં ચેતીને ફિકર આણજો.
મૃગ ચરે હરિયાં ખેત,

જ્યારે લાભ જશે ને ખોટ આવશે.'
ત્યારે સતિયાનાં તૂટશે રે હેત
ભાઈ ધરમની ખેતી કીજીએ.
તમને કહુ છું. સઘળો મરમ.
સતગોરનાં ફર્માવ્યાં આપણે કીજીએ.
તો રહેશે રે આપણો ધરમ.
ભાઇ સતની વાડી વાવીએ
માંહે દશોંદ બીજ રે હોય.
ઉપર જીકર ફિકરનાં પાણી સિંચીએ
તો સબ કુરછ નિપજ હોય.
ભાઈ પેલી ઓતમ ક્રિયા કીજીએ.
મુખ હકીકતથી સાચું બોલ.
બીજી ક્રિયાએ હરીનું નામ લીજીએ.
તો દુઃખ ભાંગે સઘળાં તેહ.
ભાઈ ત્રીજી ક્રિયાએ મન વશ રાખીએ.
પૂજીએ ઘટને રે પાટે

ગોરનરનાં ચરણુ ધોઈ પીજીએ
તો ચોથી ક્રિયા સતપંથની વાટ
ભાઈ ત્રણ યુગતો તમે ભમી વળ્યાં
ચોથો કલિયુગ ઉતરવોરે પાર
કોલ દીધી વાચા પાળજો
આજ અથર્વવેદ પ્રમાણે સાર
ભાઈ તમે ધરો સણુરી સતની
અને મનમાંહે રાખજોરે ધીર
મહા સરોવર જલે ભરીયાં
તેની તૂટી પાળ વઈ જશે નીર.
ભાઈ ભણે ગોર ઈમામશાહ સાંભળો મુનિવરો.
તમે સતની કરજો રે વાત.
નામ લઈએ સાચા સાહેબનાં
તો જીકર કરો દિવસ રાત.

સંપૂર્ણ

૭૯

પરનિંદા તે ઘર નિંદા થશે,
જો કરો અજાણી વાત.
નરકે જશે જીવ આપણા,
હોય ઇકોતેરશો સંગાથ.
જીભુ જુઠાં ન બોલીએ,
દિલભિતર રાખીએ ઠામ.
દયા સરીખા કોઈ મિંત નહી,
અંતકાળે નારાયણ નામ.



(મનહર છંદ)

કાચ કેરે કટકેથી ઝવેરી બનાય નહીં.
ગાંધીડો થવાય નહીં. હલદીને ગાંઠીએ.
પીપળના પડીકા વાળ્યે ન થવાય વૈદ ભાઈ.
શુરા ન થવાય શ્વાન હંકારે લાઠીયે.
ખાબોચિયે ન્હાયા, ગંગ ન્હાયા ન મનાય ભાઈ.
સિદ્ધ ન થવાય, ઘડી બેઠાં જો પલાંઠીએ.
એમ ગુરૂ વિના જ્ઞાન માની લેજો પ્રાણીતું.
સંત ન થવાય, શ્લોક કરે મુખ પાઠીએ.

## સૂચના

સંસાર સાગર મોહ જાળ છે, શિરપર ભરિયલ ભાર.
જો સતકી નાવે બેસીએ, તો સદગોર ઉતારે પાર.
માટે વ્હાલા સુજ્ઞજનો ચેતો તો, જરૂર ચેતો આળસ.
તજી મોહ નિંદ્રામાંથી જાગ્રત થાઓ કહ્યું છે કે.
જાગત હય શો પાવત હય, સોવત હય શો ખોવત હય.
માટે આથી પહેલા ખોવાયુ તેનો વિચાર ન કરતાં
હવે વધારે ન ખોઈ બેસીએ તે માટે જાગો માટે
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મના ધર્મના
જો જો વિચારી. પોતે પોતાના સ્વામીને સમરતાં,
ફેર ન અવતરે નર નારી. તો આ સુક્ત ધ્યાનમાં
રાખી સુકર્મ કરવા પ્રયત્ન કરો.

લોકજ આરત

મુદ્રક : ભગવતી મુદ્રણાલય, દુધેશ્વર રોડ, અમદાવાદ.